# પ્રાચીન ભારતના ઇતિહાસક્રમનાં કેન્દ્ર

લેખકઃ—રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

(મહાપદ્મ, અજાતશત્રુ ને નૈમિષારણ્યમાં થયેલા સત્ર)

હિન્દના પ્રાચીન ઇતિહાસનો ક્રમ નક્કી કરવો એ ઘણું જ કઠણ ... પિપ્રાવામાં મળેલા ગૌતમબુદ્ધના અસ્થિથી ભરેલા કુંભપરનો લેખ જે ... તે ઈ. પૂર્વે ૪૫૦ નો ગણાય છે[1]; અને તે પહેલાંના ઇતિહાસના સમ... મળતાં નથી.

**સીમાચિહ્નઃ ૧ લું.**

પણ આ ક્રમ જો આપણે અવળે રસ્તે તપાસીએ તો પહેલું અને ચોકસ ... ચંદ્રગુપ્ત મૌર્યનું રાજ્યારોહણ છે. તે બનાવ ૩૨૨. ઇ. પૂર્વે થયો એ નિર્વિવાદ છે[2].

**સીમાચિહ્નઃ ૨ જું.**

આ પહેલાનું ચિહ્ન તે મગધના રાજા મહાપદ્મ નંદનું રાજ્યારોહણ છે. બધાં પુરાણોની ગણત્રી મહાપદ્મથી શરૂ થાય છે; પણ તેનો સમય નક્કી કરવો એ જેટલું જરૂરનું છે તેટલું અઘરૂં છે. મહાપદ્મે ૮૮ વર્ષ રાજ્ય કર્યું, અને સુકલ્પાદિ તેના આઠ છોકરાઓએ ૧૨ વર્ષ રાજ્ય કર્યું એમ પુરાણનો આધાર છે[3]. મી. સ્મીથ બે જ પેઢીમાં નંદવંશ સમાપ્ત થયેલો જોઇ ૫૦ વર્ષ મુકે છે; મહાવંશ ત્રણ પેઢી વચ્ચે ૬૪ વર્ષ આપે છે[4]. આ આધારો જોતાં મહાપદ્મનું રાજ્યારોહણ આશરે ઇ. પૂર્વ ૪૦૦ માં થયું એમ ગણીયે તો તે ખોટું ગણાશે નહિ[5].

**સીમાચિહ્નઃ ૩ જું.**

તેના પહેલાનું સીમાચિહ્ન તે મગધના રાજા અજાતશત્રુનો રાજ્યકાલ છે. તે બુદ્ધની વૃદ્ધાવસ્થા હતી ત્યારે ગાદીપતિ થયો; અને બુદ્ધનું નિર્વાણ આશરે ૪૮૭ ઇ. પૂર્વમાં થયું એ ચોક્કસ છે. એટલે અજાતશત્રુનું રાજ્યારોહણ સ્મીથે ૫૦૦ ઈ. પૂર્વમાં ગણ્યું છે એ વાસ્તવિક છે.

તેના પહેલાંના ક્રમનો આધાર મહાભારત, પુરાણો અને બીજા વેદાદિ ધાર્મિક પુસ્તકોપર છે. તેમાં ખાસ કરીને મહાભારત ને પુરાણોનું વસ્તુ ઘણું જુનું અને તેમાં સમાયલો ઇતિહાસ ભરોસાદાર છે; કારણ કે વેદકાલથી જ પુરાણ ને ઇતિહાસનો અભ્યાસ વેદાભ્યાસ જેવો જ જરૂરી મનાતો આવ્યો છે.[6]

અસલ મહાભારત પુરાણ, ભારતના યુદ્ધ પછી તરત લખાયું લાગે છે; તેની બીજી આવૃત્તિ વૈશંપાયને જન્મેજયના સર્પસત્રમાં કરી; ને ત્રીજી આવૃત્તિ લોમહર્ષણે નૈમિષારણ્યમ

---

(૧) V. Smith's Early History of India (1908) p. 14 (૨) તેજ p. 115.
(૩) મત્સ્યપુરાણ અ. ૨૭૨. (૪) V. Smith (1908) p. 44 Turnour's Mahawanso IV
(૫) Duncker નંદના રાજ્યારોહણને ઈ. પૂર્વે ૪૦૩ માં મૂકે છે. History of Anti...
(૬) છાંદોગ્ય ઉપ. (સામવેદી) ૭. ૧. ૪; અથર્વવેદ ૧૫, ૬. ૪; શતપથ બ્રાહ્મણ ... આરણ્યક ૨. ૯. ૧૦.

વારે પણ તે વખતે હસ્તી ધરાવતાં કેટલાંક પુરાણોને ભેગાં લાગે છે.

જુનાં તો મત્સ્ય, વાયુ અને બ્રહ્મ પુરાણ છે. અને તેમાંનું વસ્તુ અને ખરોષ્ઠી લિપિમાં લખાયેલા પુસ્તક ઉપરથી લેવામાં આવી ઇ. સ. ૩૦૦ થી ૫૦૦ મુકી શકાય.

ચાર પછી સ્વતંત્ર રીતે સંસ્કૃતમાં લખાયું; અને ભાગવત છેક સાતમી કે લખાયું.

ાં તે જે અસલ સ્વરૂપ ... તે સ્વરૂપમાં નૈમિષારણ્યમાં સુતે આ બધાં પુરાણો સ્પષ્ટ લાગે છે; અને તે વખતે પણ અરાઢ પુરાણની કહેતી ચાલી આવી હોવી જોઇએ. મત્સ્ય, વાયુ, બ્રહ્મ ને વિષ્ણુ પુરાણોમાં સુધારા વધારે થયા લાગે છે. તો પણ તેમનું સ્વરૂપ દરેક અગત્ય વિભાગમાં, ઘણા જ પુરાણા કાલથી પવિત્ર મનાતા પુરાણોનું રહ્યું છે.

આ પુસ્તકોમાં ઇતિહાસ શો સમાયો છે તે જોવા માટે કેવા પ્રકારની સામગ્રી તેમાં છે તે જોવી જોઇએ. દરેક પુરાણમાં ( ભારતને પણ પુરાણ જ લેખીયે ) આટલી ઉપયોગી ચીજો મળી આવે છે.

૧. વંશાવલિ અને તે કહેતાં સાથે મુકેલી વિગત.

૨. રાજાઓનાં પરાક્રમની વિગત.

૩. રાજા અને ઋષિઓના પરસ્પર સંબંધની કથા.

૪. કોઇ મોટા બનાવની એક વ્યક્તિના પરાક્રમ રૂપે અપાયેલી વાત.

મહાત્મ્ય કે દંતકથાનું સાહિત્ય વિશ્વાસને પાત્ર નથી, તેથી તેને સાવચેતીથી દૂર રાખવું જોઇએ.

જ્યારે લેખક વંશોનું ચરિત લખે ત્યારે જે સંસ્મરણોની મદદ લે છે તેના નીચે પ્રમાણે વિભાગો કરી શકાય.

૧. કુટુંબમાં ઉતરી આવેલાં સંસ્મરણો.

૨. સમાજમાં પ્રચલિત સંસ્મરણો.

૩. મોટા બનાવોની દંતકથા.

વંશાવલિમાં ત્રણ જાતની ખોડ દેખાય છે. ( ૧ ) ભાઇઓને કે સમકાલીન રાજાઓને વંશજ તરીકે મુકવા તે ( ૨ ) વચ્ચે રાજ્ય જાય તોપણ અનુસંધાન ચલાવ્યાં કરવાં તે. ( ૩ ) અને રાજ્યકાલનાં વર્ષો હોય તેનાથી ઘણાં જ વધારે મુકવાં તે.

પહેલી ખોડ ઇક્ષ્વાકુવંશમાં દેખાય છે. પણ તે નિર્દોષ છે; અને તેથી ઇક્ષ્વાકુવંશની વંશાવલિ વધારે ભરોસાદાર ગણવામાં ખોટું નથી.

---

...a's Mahabharat 8.

...Dynasties of the Kali Age; V. Simith p. 20.

...ters: Wilson's Vishn P... V. p. 272.

બીજી ખોડ પૌરવ વંશમાં છે. પણ પાંડવોની વિજયકથા રચવાના હેતુથી લખાયેલા ભારતમાં તેમનાં કુટુંબનાં સંસ્મરણો વિશ્વાસપાત્ર અને તાજાં હોય એ અસ્વાભાવિક નથી; એટલે તે સંસ્મરણોનાં કાલ માટે આ ખોડ પૌરવ વંશાવલિમાં ન જ હોવી જોઇએ.

મહાભારતના યુદ્ધ પછીના રાજાઓના રાજ્યકાલનાં વર્ષો પુરાણોમાં આપેલાં છે; પણ તે તદ્દન ખોટા લાગે છે. વખત છે ને તે રાજ્યકાલનાં વર્ષો ન હોય ને રાજાઓની જીંદગીનાં વર્ષો પણ હોય. પણ ઇતિહાસક્રમ નક્કી કરવા માટે એ તદ્દન નકામાં છે.

૨૫૦ વર્ષમાં ઇંગ્લંડના રાજાઓની વંશાવલિમાં રાજા દીઠ સરારેશ ૨૫.૨ વર્ષની આવે છે. અને આપણે ત્યાં એથી વધારે નહિ આવવી જોઇએ. છતાં પુરાણોમાં આપેલા રાજ્યક્રમમાં એથી ઘણી જ વધારે સરારેશ આવે છે. દાખલા તરીકે અજાતશત્રુથી ચંદ્રગુપ્ત સુધીનો રાજ્યકાલ આ પ્રમાણે આપ્યો છે.[10]

### શૈશુનાગ વંશ.

| | |
|---|---|
| અજાતશત્રુ | ૨૭ વર્ષ |
| વંશક | ૨૪ " |
| ઉદાસી | ૩૩ |
| નંદિવર્ધન | ૪૦ |
| મહાનંદી | ૪૩ |

### નંદ વંશ.

| | |
|---|---|
| મહાપદ્મ<br>સુકલ્પ | ૧૦૦ |

### મૌર્ય વંશ.

ચંદ્રગુપ્ત.

૨૬૭

આ પ્રમાણે જોતાં દરેક રાજાની સરારેશ ૩૮. ૧૪ વર્ષની આવે. બીજા ભરોસાદાર આધારપરથી ચંદ્રગુપ્ત ને અજાતશત્રુ વચ્ચે ( ૫૦૦-૩૨૨ ) ૧૭૮ વર્ષ થઇ ગયાં તે આપણે જોયું. અને તે જોતાં સરારેશ ૨૫-૪ ની આવવા જાય છે.

આ ઉપરથી ૨૫ થી વધારે વર્ષની સરારેશ આપે એવા રાજ્યકાલો ખોટા છે એમ સ્પષ્ટ લાગે છે. અને અસલનાં દીર્ઘાયુ જોતાં ૨૫ વર્ષની સરારેશ બરોબર છે એમ લાગે છે.

**સીમાચિન્હ ૪ થું.**

પુરાણો વિષે આટલું ધ્યાનમાં રાખી તેમાં ઇતિહાસક્રમના સાધનો શાં રહ્યાં છે તે જોઇએ તો પહેલો વિચાર મૂલ લેખકના સમયનો કરવો જોઇએ.

---

(૧૦) મત્સ્ય [illegible]

નૈમિષારણ્યમાં શૌનકના સત્રમાં બધાં પુરાણો વંચાયા તેના સમયનો આધાર તેમાંથી જ મળે છે. તે વખતે અધિસીમ કૃષ્ણ ઇન્દ્રપ્રસ્થમાં, દિવાકર અયોધ્યામાં ને સેનાજીત મગધમાં રાજ્યકર્તા હતા.[11]

હવે આ રાજાઓની વંશાવલિ જોઇએઃ—




આ પેઢીઓ જોતાં અધિસીમકૃષ્ણના સમયમાં પ્રતીપ સુધીની વાતો કુટુંબમાં જ ઉતરી આવી હોવી જોઇએ; અને તેમાં કુરૂ સુધીની વાતોનાં સંસ્મરણો ક્યાં તો કવિઓ કે

---

(૧૧.) સુતઃ—" ઋષિઓ ! આ અધિસોમ કૃષ્ણ હમણાં રાજ્ય કરે છે. અને તેના રાજ્યમાં તમે આ મહાન્ યજ્ઞના અધિવેશનમાં રોકયા છે. આના ત્રણ વર્ષ પુષ્કરમાં ગયાં, અને બે કુરૂક્ષેત્ર ને દશદ્વતીમાં ગયાં છે "

ઋષિઓઃ-"સૂત ! આ તો ભૂતકાલનો ઇતિહાસ થયો..હવે ભવિષ્યના રાજાસંબંધી કહો." મત્સ્ય ૫૦;

'...દેશમાં રમ્ય અયોધ્યામાં હાલ દિવાકર છે " મત્સ્ય ૨૭૧. વાયુ. ૩૭. ૨૬૪-૨૭૬-૨૯૬.

...ies of the Kali Age.

...પરિશિષ્ટ.

ચારણોને મોઢેથી કે કુલગોરનાં આખ્યાનોથી સમાજમાં પ્રચલિત હોવાં જોઇએ; અને તે પહેલાંની વાતો માત્ર મોટા બનાવોની દંતકથાઓને રૂપે જ રહેલી હોવી જોઇએ. દક્ષ, કે ઇક્ષ્વાકુ કે યયાતિ જોડે પેઢીઓને સાંધવાના પ્રયત્નો બધા કાલ્પનિક છે એમ લાગ્યા વિના રહેતું નથી.

અધિસીમકૃષ્ણથી માંડીને ઇ. સ. ૪૦૦ સુધીની વંશાવલિ તથા હકિકતો પુરાણોમાં વખતો વખત પાંચ પચાસ વર્ષના અંતરમાં જ ઉમેરવામાં આવી હોવી જોઇએ; અને તેથી તે ઘણે અંશે ભરોસાદાર જ મનાવી જોઇએ.

ઉપર આપેલા ૪ થા સીમાચિન્હનો સમય નકકી કરવા માટે સેનાજીતથી ચંદ્રગુપ્ત વચ્ચેના રાજાઓના રાજ્યકાલનો વિચાર કરવો જોઇએ.

બૃહદ્રથે મગધનું રાજ્ય સ્થાપ્યું ત્યારથી તે આશરે ઇ. સ. ૫૩૫ પછી ગુપ્તવંશનો અસ્ત થયો ત્યાંસુધી મગધ આર્યસંસ્કૃતિ ને સત્તાનું કેન્દ્રસ્થાન રહ્યું હતું; અને પરિણામે તેના રાજાઓની વંશાવલિ અને તેને લગતો ઇતિહાસ વધારે ચોકકસ રીતે સાહિત્યમાં રહ્યો હોવો જ જોઇએ. તે રાજની યુદ્ધ પછીની વંશાવલિ આ પ્રમાણે છે.

**મગધ—બૃહદ્રથવંશ**-મત્સ્ય પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૪૬ | જરાસંધ | |
| ૪૭ | સહદેવ | |
| ૪૮ | સોમાધિ | |
| ૫૪ | સેનાજીત | |
| ૫૯ | રિપુંજય | ૯૪૦ વર્ષ[૧૩] |
| | **પ્રદ્યોતવંશ.** | |
| ૭૦ | પ્રદ્યોત | |
| ૭૩ | અજક | ૧૩૮ વર્ષ |
| | **શૈશુનાગ વંશ.** | |
| ૭૪ | શિશુનાગ | |
| ૭૯ | અજાત શત્રુ | |
| ૮૩ | મહાનંદી | ૩૬૦ વર્ષ |
| | **નંદવંશ.** | |
| ૮૪ | મહાપદ્મ | |
| ૮૫ | સુકલ્પ | ૧૦૦ વર્ષ |
| | **મૌર્ય વંશ.** | |
| ૮૬ | ચંદ્રગુપ્ત | |
| | | ૧૫૩૮ |

(૧૩.) કેટલીક પ્રતો ત્રણ રાજાઓ સેનાજીત ને રિપુંજય વચ્ચે ૧૦ મળીને વર્ષો ૭૯૨ ગણે છે.

આ પ્રમાણે ૩૮ રાજાઓ માટે ૧૫૩૮ વર્ષના કાલ મુકાય છે, એટલે સરાસરી રાજા દીઠ લગભગ ૩૯. ૪ની આવે. પણ ૨૫ વર્ષ ગણતાં ૯૭૫ વર્ષ આવે. આ જોતાં પુરાણો સહદેવ ને મહાપદ્મ વચ્ચે ૧૦૫૦ વર્ષ મુકે છે તે ખરૂં લાગે છે.

સોમાધી ને સેનાજીત વચ્ચેના ૬ રાજાઓ માટે ૧૫૦ વર્ષ કાઢી નાંખીયે તો અધિસીમ કૃષ્ણ ને સેનાજીતનો અને પુરાણની નૈમિષારણ્યની આવૃત્તિ સમય ( ૪૦૦+૯૦૦ ) ઇ. પૂર્વે ૧૨૦૦ થી ૧૩૦૦ માં આવે.

સ્મીથ આથી પણ ઓછો કાલ થયો હોય એમ ધારે છે.[૧૪] પણ પુરાણે આપેલા પરીક્ષિત ને મહાપદ્મ વચ્ચેના અન્તરમાં સત્ય સમાયેલું છે એમ લાગે છે.[૧૫] આ ઉપરથી નીચલો કોઠો ઉપજાવી શકાય.

### બૃહદ્રથવંશ.

મહાભારત યુદ્ધ—સહદેવ. ઇ. પૂર્વે:

| | | |
|---|---|---|
| ૪૮ | સોમાધિ | |
| ૫૪ | સેનાજીત | ૧૨૦૦–૧૩૦૦ |
| ૬૯ | રિપુંજય | |
| ૭૦ ૭૩ | } પ્રદ્યોતવંશ[૧૬] | ૮૫૦૦–૯૦૦ |
| | **શૈશુનાગવંશ.** | |
| ૭૪ | શિશુનાગ | ૬૫૦–૭૦૦ |
| ૭૯ | અજાતશત્રુ | |
| ૮૩ | મહાનન્દી | |
| | **નંદવંશ.** | |
| ૮૪ | મહાપદ્મ | ૪૦૦ |
| | **મૌર્યવંશ.** | |
| ૮૬ | ચંદ્રગુપ્ત | ૩૨૨ |

'ગાદ૨.

[૧૪] ...

(૧૫.) આ લેખનો વિભાગ બીજો. ૧૬. પ્રદ્યોતવંશના આરમ્ભને ડંકર ૮૦૩૬. પૂર્વે
... IV 75.

## સીમાચિહ્ન ૫ મું-મહાભારતનું યુદ્ધ.

હિન્દના આખા પ્રાચીન ઇતિહાસમાં મોટામાં મોટો બનાવ પાંડવ કૌરવનું યુદ્ધ છે. બધા ઇતિહાસનો પ્રવાહ ક્યાં તો તેમાં મળે છે કે ક્યાં તો તેમાંથી નીગળે છે. જે પુરૂષો દેશની તે સમયની સંસ્કૃતિ સુદૃઢ કરવાનાં સાધનો થઇ પડ્યા હતા તે બધાએ તે યુદ્ધમાં ભાગ લીધો હતો. તેથી તેનો સમય નક્કી કરવો એ ઘણું જ જરૂરનું છે. પણ એ કામ જેટલું જરૂરનું છે તેટલું જ અસાધ્ય છે; કારણ કે બે વિદ્વાનો હજુ એ વિષયપર એકમતના થયા નથી; અને થશે કે કેમ એ પણ શંકાસ્પદ છે. અનેક વિદ્વાનોના નિર્ણયો વાચતાં મને જે સંતોષકારક લાગ્યો તે અહિંયાં આપ્યો છે. છતાં, એટલું તો કહેવું જ જોઇએ કે એ નિર્ણય માટે પણ જેટલા ચોક્કસ પુરાવા હોવા જોઇએ એટલા હાથ લાગતા નથી.

ભારત, પુરાણ ને બીજાં પુસ્તકોની મદદ લેતાં યુદ્ધ ક્યા સમયમાં થયું એ ગણી શકાય કે કેમ એનો વિચાર કરવો જોઈએ. તેને માટે આ પ્રમાણે સાધનો પુરાણમાં મળે એમ છેઃ

૧. પુરાણોએ આપેલી ગણત્રી.

૨. પુરાણોની વંશાવલિથી કરવામાં આવેલી ગણત્રી.

૩. સપ્તર્ષિ સંવત્સરપરથી ગણત્રી.

મત્સ્યપુરાણ પ્રમાણે પરીક્ષિતના જન્મથી તે મહાપદ્મના અભિષેકસુધી ૧૦૫૦ વર્ષ થયા[1]. વિષ્ણુપુરાણ પ્રમાણે ૧૦૧૫ વર્ષ થયાં[2]. આ જોતાં ૪૦૦+૧૦૫૦ એટલે ઈ. પૂર્વે ૧૪૦૦ થી ૧૫૦૦ માં યુદ્ધ થયું ગણાય.

હવે જો બૃહદ્રથની વંશાવલિમાં આપેલા રાજ્યકાલનો સરવાળો લઇએ તો સોમાધિ ને મહાપદ્મ વચ્ચે ૧૫૩૮ વર્ષ થાય પણ એ સરવાળો સમયનું અંતર માપવા માટે ઉપયોગી નથી એ આ લેખના પહેલા વિભાગમાં આપણે જોયું. અને રાજા દીઠ ૨૫ વર્ષની સરાસરી ગણતાં ૯૭૫ વર્ષનો અંતર સોમાધિ ને મહાપદ્મ વચ્ચે થવા જાય. આ જોતાં પુરાણની ૧૦૫૦ની ગણત્રી લગભગ ખરી છે એ સ્પષ્ટ લાગે છે.

એ ઉપરાંત પુરાણોમાં સપ્તર્ષિ સંવત્સરની ગણત્રી મુકેલી છે. આપણે ત્યાં સપ્તર્ષિ સંવત્સર અથવા લોકકાલ એ ઘણો જુનો સંવત્સર છે; અને મધ્યકાલ સુધી એ ઉપયોગમાં હતો.

તેની ગણત્રી પ્રમાણે સપ્તર્ષિઓ દરેક સૈકે એકેકું નક્ષત્ર બદલે છે. પણ વપરાશમાં માત્ર સૈકાના વર્ષથી જ, એટલે ૧૦૨૫ મું વર્ષ હોય તો ૨૫ ના આંકથી તે ઘણોખરો લખ

---

([illegible]) [illegible]. [illegible]. (૨)[illegible]. ૨૪. [illegible].

છે. વળી પછીથી થયેલા ખગોળવેત્તા ને જ્યોતિષીઓએ પોતાના સિદ્ધાન્તો પુરવાર કરવા તેની શરૂઆત જુદે જુદે વર્ષેથી મુકી છે. તેથી શરૂઆતથી ગણાતાં વરસોપર ભરોસો મુકાય એમ નથી. પણ કયા બનાવો વખતે સપ્તર્ષિ કયા નક્ષત્રમાં હતા તે જો મળે તો જુદા જુદા બનાવો વચ્ચેનું અંતર માપી શકાય.

૧. પરીક્ષિત ગાદીપર હતા ત્યારે સપ્તર્ષિ મઘામાં હતા[2];

૨. મહાપદ્મ નંદના સમયમાં પૂર્વાષાઢામાં હતા[3];

૩. આંધ્રરાજ્યના વિનાશ વખતે કૃત્તિકામાં ;

૪. પ્રતીપના સમયમાં જે નક્ષત્રમાં સપ્તર્ષિ હતા તેમાં જ પાછા આંધ્રરાજ્યના વિનાશ વખતે.[4]

૬. આંધ્ર રાજ્યનાં અંત વખતે સપ્તર્ષિ ૨૪ માં નક્ષત્રમાં હતા.[6]

બ્રહ્માંડ પુરાણ પ્રમાણે આંધ્ર રાજ્યની શરૂઆત વખતે ૨૪ માં નક્ષત્રમાં સપ્તર્ષિ હતા.[7] આ બેમાં છેલ્લું ખરૂં લાગે છે.

૭. મહાપદ્મ ને આંધ્રરાજ્યના વિનાશ વચ્ચે ૮૩૬ વર્ષ થયાં.[8]

અશ્વિનિથી નક્ષત્રમાલા લઇએ તો નીચે પ્રમાણે આવે.

૧ અશ્વિનિ

૩ કૃત્તિકા ..................પ્રતીપ (?)

૧૦ મઘા ...............પરીક્ષિત

૨૦ પૂર્વાષાઢા ............નન્દ

૨૪ સતભિષા .......................આંધ્ર રાજ્યની શરૂઆત

૨૭ રેવતી ... . :

૩ કૃત્તિકા............આંધ્ર રાજ્યનો અંત

આ ઉપરથી પરીક્ષિતથી મહાપદ્મ વચ્ચે ૯૦૦ થી ૧૧૦૦ વર્ષનો અન્તર; પરીક્ષિત ને આંધ્ર રાજ્યની શરૂઆત વચ્ચે ૧૩૦૦ થી ૧૫૦૦ વર્ષનો અન્તર; ને પરીક્ષિત ને આંધ્રરાજ્યના વિનાશ વચ્ચે ૧૯૦૦ થી ૨૦૦૦ વર્ષનો અન્તર.

---

(૧) Cunnigham's Indian Eras p. 6.

(૨) મત્સ્ય ૨૭૩.૪૪. વિષ્ણુ. ૪.૨૪ બ્રહ્માંડ ૩.૭૪.૨૨૫. ભાગવત ૧૨.૨.૨૬. (૩) વિષ્ણુ ને મત્સ્ય. (૫) મી. પાર્જીટરના ધારવા પ્રમાણે જો મત્સ્ય ૨૭૩.૩૮ શ્લોક હોય તો આ ...૩. ૪૫. (૭) ૩. ૭૪. ૨૩૫. (૮) મત્સ્ય ૨૭૩. ૩૭ બ્રહ્માંડ ૩, ૭૪, ૨૨૮

આંધ્રરાજ્યનો વિનાશનો મહાપદ્મથી ૮૩૬ વર્ષે મુકીયે તો ઉપરની ગણત્રી બરોબર આવે. મત્સ્ય પુરાણ આંધ્ર વંશના ૩૧ રાજાઓ વચ્ચે ૪૩૨ વર્ષ મુકે છે.[1] આ ગણત્રી સ્વાભાવિક લાગે છે. અને મત્સ્ય પુરાણ આંધ્રરાજ્યના વિનાશ પછી તરત હાલના સ્વરૂપમાં લખાયેલું" હોવાથી તેમની માહિતી ખરી હોવાનું કારણ રહે છે.[2]

આ આધાર લેતાં પણ યુદ્ધનો કાલ ૪૦૦+૧૦૦૦ એટલે આશરે ઈ. પૂર્વે ૧૪૦૦ આવે છે.

આ ગણત્રીને જ્યોતિર્વિદ્યાનો પણ ટેકો મળે છે. યુદ્ધની વખતે વસંત સંપાત કૃત્તિકામાં હતો; અને સંપાતચલનને ( *Precession of equinoxes* ) ને લીધે શકે ૪૯૬ માં લગભગ રેવતિમાં હતો.[3] આ જોતાં યુદ્ધ આશરે ઇ. પૂર્વે ૧૪૦૦ થી ૧૫૦૦ માં થયું હોવું જોઇએ.[4] ડંકરે પણ યુદ્ધની ત્રણ ગણત્રી આપી છે તેમાંથી એકને પરિણામે ઇ. પૂર્વે ૧૪૩૮ આવે છે.[5]

મહાભારતનો કાલ નક્કી કરવાના ઘણા પ્રયત્નો થયા છે. આ પ્રયત્નોમાંથી બે વિચારવા જેવા છે; પણ મને તે માન્ય ન થઇ પડ્યા.

એક મત એવો છે કે યુદ્ધ ઇ. પૂર્વે ૩૦૦૦ પહેલાં થયું.

આને માટે પ્રમાણ તો એ જ છે કે કૃષ્ણનું નિર્વાણ થયું ત્યારે કલિયુગ બેઠો. ને કલિયુગનો કાલ ઈ. પૂર્વે ૩૧૦૨ માં બેઠો.

કલિયુગની આ ગણત્રી કૃત્રિમ છે ને પાછળથી જ્યોતિર્વિદોએ ને ગણિતશાસ્ત્રીઓએ કરેલી છે.[6] પુરાણ, જ્યોતિષ અને વેદાદિ સાહિત્યનો કાલનિર્ણય અને ઐતિહાસિક સ્વાભાવિકતા બધા આ નિર્ણયની વિરૂદ્ધ છે; અને મી. વૈદ્યના એ નિર્ણયને પુષ્ટિ આપવાના પ્રયત્નો નિષ્ફલ ગયા છે એમ મને લાગે છે.[7]

બીજા કેટલાક યુદ્ધને ૧૧૦૦ ને ૧૨૦૦ ની વચ્ચે મુકે છે. આયર[8] ના મત પ્રમાણે યુદ્ધ ૧૧૭૨ ઇ. પૂર્વે થયું. પણ તે માટે આપેલા આધાર મને ખેંચીતાણીને ઉભા કરેલા લાગે છે. એ મત પ્રમાણે પુરાણમાં આપેલાં વર્ષો તેમ જ સપ્તર્ષિનાં નક્ષત્રોનાં પ્રમાણ ખોટાં ઠરે છે; વેદાંગ જ્યોતિષને છેક ઈ. પૂર્વે ૧૧૦૦ માં મુકવું પડે છે. દેવાપિ ને શાંતનુ જેનાં નામ વેદમાં આવે છે તેમને ૧૪૦૦ માં ને વેદના તે વિભાગને ત્યાર પછી મુકવા પડે. અને શતપથ બ્રાહ્મણ જે જનમેજયની પછી લખાયું તેને ઇ. પૂર્વે ૧૦૦૦ પછી મુકવું પડે અને તે વખતે કૃત્તિકા

---

(૧.) મત્સ્ય, ૨૭૩.

( ૨ ) સ્મીથ. ( 3 ) see Tilak's Orion; વરાહમિહિર: બૃહત્સંહિતા.

(૪) Prof. M. Rangacharya's Yugas. (૫) Duncker's History of Antiquity. IV p. 74, 75. જુઓ Wilson's Visunu Puran by Hall Vol. IV. P. 230.

(૬) Tilak's Arctic Home in the Vedas XIII. Aiyar's chronology of Ancient India Chap. I.; Ranga Chariar's Yugas. (૭) Vaidya's Mahabharat. (૮) Aiyar's Chronology of Ancient India.

પૂર્વમાં ઉગતું હતું એમ એ બ્રાહ્મણપરથી માનવું પડે. અને મી. દિક્ષિત[1] તેમ જ મી. તિલક[2] બન્નેની ગણત્રી પ્રમાણે કૃત્તિકા ઇ. પૂર્વે ૧૫૪૦ પછી પૂર્વમાં ઉગે જ નહિં.

પણ આ બધી વિદ્વત્તાભરી ગણત્રી કરતાં એક વિચાર મને વધારે ઉપયોગી લાગે છે. અધિરસીમ કૃષ્ણના વખતમાં પુરાણોની અસલ આવૃત્તિ થઇ ત્યારે યુધિષ્ઠિર વખતે સપ્તર્ષિના નક્ષત્રનું સ્મરણ તો તાજું જ હોવું જોઇએ; અને નંદના સમયનાં નક્ષત્ર અને પરીક્ષિત ને નન્દ વચ્ચેનો અન્તર વિષે ઉલ્લેખ ક્યાં તો ઇ. પૂર્વે ૨૦૦–૩૦૦ માં કે મોડામાં મોડો આંધ્રરાજ્યના વિનાશ વખતે ઇ. સ. ૪૦૦ માં ઉમેરાયો હોવો જોઇએ. પુરાણના રાજ્યકાળની ગણત્રીથી ૧૫૩૮ વર્ષનો અન્તર આવે છતાં ૧૦૫૦ અથવા ૧૦૧૫ નો અન્તર શા માટે મુકયો ? એ પ્રમાણે પૂર્વાભદ્રપદા નક્ષત્ર આવે ત્યારે પૂર્વાષાઢા શા માટે લખ્યું ! અને આંધ્રાંતનો સમય પુનર્વસુ કે પુષ્યમાં થવા જાય તો પણ કૃત્તિકામાં શા માટે મુકયો ? તે જ પ્રમાણે જો પરીક્ષિત ને નન્દ વચ્ચે ૭૦૦ વર્ષ હોય તો આ પ્રમાણે ગણત્રી શા માટે આવે ?[3]

આ જોતાં આપણું પાંચમું સીમાચિહ્ન મહાભારતનું યુદ્ધ અને યુધિષ્ઠિરનું રાજ્યારોહણ ને કલિયુગનો પ્રારમ્ભ ૧૪૦૦ થી ૧૫૦૦ માં મુકી શકાય. તે ચિહ્નપરના આંકડારૂપી રાજાઓનાં જગજાહેર નામ નીચે પ્રમાણે હતાં.

| | | |
|---|---|---|
| ઇંદ્રિપ્રસ્થ ...... | યુધિષ્ઠિર | પૌરવ વંશ |
| મગધ ......... | સહદેવ | બૃહદ્રથ વંશ |
| અયોધ્યા......... | બૃહદ્બાલ | ઇક્ષ્વાકુ વંશ |
| દ્વારકા ........ | કૃષ્ણ | યાદવ વંશ |

જો અધિસીમ કૃષ્ણના સમયનું દૃષ્ટિબિન્દુ રાખીયે તો ભારતનું યુદ્ધ અને તેના પહેલાં પણ બેચાર પેઢી સુધી કુટુંબનાં સંસ્મરણોની મર્યાદા પહોંચે.

૪૪ પ્રતીપ
૪૫ શાંતનુ
૪૮ યુધિષ્ઠિર
૪૯ પરીક્ષિત
૫૩ અધિસીમ કૃષ્ણ.

પણ ઋગ્વેદ તેમ જ બીજા આધારપરથી લાગે છે કે પ્રતીપ અને શાંતનુ વચ્ચે એક બે પેઢીઓ થઇ હશે.[4] તે ગણીયે તો પ્રતીપ ને પરીક્ષિત વચ્ચે સાત પેઢી થાય. તે વખતે સપ્તર્ષિ કૃત્તિકામાં હતા એટલે આંધ્રાંતથી ૨૭૦૦ વર્ષ પહેલાં પ્રતીપ થયો એ ગણત્રી મી. પાર્જીટરના સુધારેલા શ્લોકપરથી નીકળે છે; પણ સાત પેઢીમાં ૭૦૦ વર્ષ એ તદ્દન અસંભવિત વાત છે તે જોતાં એ સુધારો ઉપયોગ વિનાનો લાગે છે.

છતાં શાંતનુથી માંડીને જે સંસ્મરણો કુટુંબમાં ચાલી આવેલાં હોય તે ઘણાં ખરાં આધારવાળાં મનાય અને તે માટે ભારત તેમ જ પુરાણો ભરોસાદાર સાધન લેખી શકાય.

---

(૧) ભારતીય જ્યોતિઃશાસ્ત્ર (૨) Orion & Arctic Home in the Vedas.-Tilak

(૩) આ વિષે મી. આયરે એમના Chronolgy of Ancient India માં આપેલો ખુલાસો વ્યાજબી નથી લાગતો.

મહાભારતના યુદ્ધ પહેલાના સમયનાં વર્ષો નક્કી કરવાં એ અશક્ય છે. છતાં તે સમયમાં પણ કેટલાં સીમાચિન્હો મળી આવે છે, અને વંશાવલિઓ તેમ જ કેટલાક બનાવોના સ્મરણોમાંથી એ ચિન્હો નક્કી કરવાનાં સાધનો હાથ લાગે છે.

આ સાધનો આ પ્રમાણે છે:—

( ૧ ) કેટલીક વ્યક્તિઓની સમકાલીનતા.

( ૨ ) કેટલીક વ્યક્તિઓનાં સગપણ.

( ૩ ) કેટલાક મોટા બનાવો જોડે તેમનો સંબંધ.

( ૪ ) પુરાણોમાં આપેલી વંશાવલિઓ.

આ પ્રકારનાં સાધનોની મદદ લઇ મેં પ્રાચીન ઇતિહાસના કેટલાક વિભાગ પાડ્યા છેઃ

( अ ) યયાતિ કાલ.

( आ ) માંધાતા કાલ.

( इ ) હૈહય કાલ.

( ई ) ભાર્ગવ કાલ.

( उ ) કૌરવ કાલ.

( ऊ ) સાહિત્ય કાલ.

( ए ) મગધ કાલ.

સાહિત્યકાલ પરીક્ષિતના ( ૧૪૦૦-૧૫૦૦ ઇ. પૂર્વે ) અભિષેકથી ચક્રવર્તી મહાપદ્મનંદના રાજ્યારોહણ ( ઇ. પૂર્વે ૪૦૦ ) સુધીનો હું ગણું છું; અને મહાપદ્મનંદથી તે કુમારગુપ્ત બીજા સુધીને ( ઇ. સ ૫૩૦ ) મેં મગધ કાલનું નામ આપ્યું છે.[1] સાહિત્ય ને મગધ કાલ બન્નેનાં સીમાચિન્હો આગલા વિભાગોમાં આપ્યાં છે.

## ( अ ) યયાતિકાલ.

આ કાલનાં સાધનો ઘણાં આછાં છે, અને દંતકથા તેમ જ કાલ્પનિક પેઢીઓ બનાવવાથી નીપજતી મુશ્કેલીથી ભર્યાં છે. છતાં કેટલીક હકીકતો ઐતિહાસિક લાગે છે.

સૂર્યવંશી કકુત્સ્થની પુત્રી યયાતિના મોટા ભાઈ યતિ જોડે પરણી.[2] ભાર્ગવ શુક્રની દીકરી દેવયાની યયાતિ જોડે પરણી.[3] યયાતિની બીજી સ્ત્રી દૈત્ય ( હિન્દના અસલ અસંસ્કારી

( ૧ ) ( 1908 ) V. Smith p. 309. ( ૨ ) વાયુ. ૩૧. ૧૩. હરિ. ૧. ૩૦. ૩. ( ૩ ) મત્સ્ય. ૩૦-૩૧. વાયુ. ૩૧. ૧૫. વિષ્ણુ. ૪. ૧૦. હરિ. ૧-૩૦. ૪.

વતની ) ના રાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા હતી.[1] શર્મિષ્ઠાના પુત્ર પુરૂનું રાજ્ય મધ્યદેશમાં હતું. યયાતિની ખ્યાતિ ઘણી હોય એમ લાગે છે; અને તેથી તેને આર્યદેશનો પહેલો મોટો રાજા લેખાય તો ખોટું નથી.[2] આ ઉપરથી નીચે પ્રમાણે સમકાલીનતા સિદ્ધ થાય છે:

| સૂર્યવંશ | ચંદ્રવંશ |
| --- | --- |
| મનુ | સોમ |
| \| | \| |
| ઇક્ષ્વાકુ | ઇલા |
| \| | પુરૂરવા |
| શશાદ | આયુસ્ |
| \| | \| |
| કકુસ્થ | નહુષ |
| \| | \| |
| અનેનસ્ | યયાતિ |
| \| | \| |
| પૃથુ | યદુ–પુરૂ |

## ( આ ) માંધાતા કાલ.

આ કાલમાં નીચેના રાજાઓ વિખ્યાતિ પામેલા છે.

| સૂર્યવંશ. ( અયોધ્યા. ) | યદુવંશ. | પુરૂવંશ. | વિશ્વામિત્ર. ( કાન્યકુબ્જ.) |
| --- | --- | --- | --- |
| પ્રસેનજિત | | મતિનાર | |
| યુવનાશ્વ ( બીજો ) | શશાવિંદુ. | તંસુ. | |
| માંધાતા. | | ઇલિન. | |
| પુરૂકુત્સ. | | દુષ્યંત. | જન્હુ. |
| ત્રસદસ્યુ | | ભરત. | સુમન્તુ. |

આ બધામાં મતિનાર, શશવિંદુ, માંધાતા, ને ભરત ચક્રવર્તિ હતા. અને પુરૂકુત્સ મોટો વિજેતા અને તેમાં પણ માંધાતા એવો શ્રેષ્ઠ હતો કે તે ઇશ્વરના અવતારોમાંનો એક લેખાયો.[3] તેણે દેશો પણ જીત્યા અને ઋગ્વેદની ઋચાઓ પણ રચી.[4]

માંધાતા મલિનારની પુત્રી ગૌરીનો પુત્ર હતો.[5]; અને શશવિંદુની પુત્રી વિન્દુમતિ ચૈત્રરથી

---

( ૧ ) જુઓ નોંધ ( ૩ ). ( ૨ ) મહાભારત, આદિ. ૬૩–૬૯–૭૦–૮૭

( ૩ ) મત્સ્ય. ૪૭. ૨૪૩. વાયુ.

( ૪ ) મહાભારત વન. ૧૨૭. શાન્તિ ૨૮–૮૧. વિષ્ણુ. ૪–૨ હરિ. ૧–૧૨–૬.

( ૫ ) મત્સ્ય. ૪૯–૮; વાયુ ૨૬–૭૦; ૩૭–૧૨૬; હરિ. ૧–૩૨–૩ એક ઠેકાણે હરિવંશ ગૌરીને [illegible] છે. ૧–૧૨–૬.

જોડે પરણ્યો હતો.[૧] તેની બેન કે છોકરી કાવેરી કાન્યકુબ્જની સત્તાના સ્થાપક જન્હુ જોડે પરણાવી હતી.[૨]

આ સમયમાં આર્ય પ્રજાઓએ રાજ્યો સ્થાપી, દેશમાં સત્તા જમાવવાના પ્રયત્નો કર્યાં; અને આ પ્રજાઓમાં શ્રેષ્ઠ અને સશક્ત સૂર્યવંશી ઇક્ષ્વાકુઓ હતા. જેઓ ભાગીરથીને કીનારે વસતા હતા. માંધાતાની રાજધાની કુરૂક્ષેત્રમાં દેવોજન નામના તીર્થ આગળ હતી.[૪]

યયાંતિ કાલથી માંધાતા કાલ વચ્ચે ૧૨ થી ૧૪ પેઢીઓનો અંતર લાગે છે. પુરૂથી મતિનાર ૧૨ મી પેઢીએ થયો; અને પૃથુથી પ્રસેનજીત ૧૪ મી પેઢીએ થયો. આ અંતર માટે ૨૦૦ થી ૩૦૦ વર્ષ પુરતાં છે.

પ્રસેનજિતથી ત્રસદસ્યુ સુધીનાં રાજાઓએ ૧૦૦ થી ૧૫૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હોય તો તે પણ સ્વાભાવિક છે.

## ( ૬ ) હૈહયકાલ.

આ રાજ્યો દૃઢ થયાં ન થયાં અને ચંદ્રવંશી કહેવડાવતા હૈહયો અને તાલજંઘોએ આર્યરાજ્યોપર આક્રમણ કર્યું; આને પરિણામે અનેક રાજકીય ફેરફારો થયા; નવા પ્રદેશો આર્યોએ જીત્યા ને ખોયા; અને જુની પ્રજાઓમાં નવા લોહીનો સંચાર થયો. આ આક્રમણના ઇતિહાસનો ક્રમ નકકી કરવા માટે કાશીરાજાઓની વંશાવલિ તરફ જોવું પડે છે. કારણકે નવી પ્રજાના હુમલાનો પહેલો માર તેમને ખમવો પડયો હતો. જો કે પહેલો માર પુરૂવંશને પડેલો લાગે છે, છતાં પુરાણમાં પહેલી હકિકત કાશી રાજાઓની રહેલી છે.

| કાશી. | હૈહયો | પુરૂ. | કાન્યકુબ્જ. | સૂર્યવંશ. | |
|---|---|---|---|---|---|
| હર્યશ્વ. | ભદ્રશ્રેણ્ય. | અજમિઢ. | કુશાશ્વ. | વસુમનસ. | ભાર્ગવ. |
| સુદેવ | | | કુશિક. | ત્રિધન્વા | |
| દિવોદાસ. | | | | | |
| | દુર્દમ. | | ગાધ. | ત્રય્યારૂણ. | ઉર્વ. |
| પ્રતર્દન. | કનક. | | | | |
| | કૃતવીર્ય. | | | | |

પહેલાં હૈહયો વત્સરાજાના રમણીય પાટનગરમાં વસતા હતા.[૫] ત્યાંથી ભદ્રશ્રેણ્યના વખતમાં પશ્ચિમ તરફ જઇ કાશીરાજા હર્યશ્વને માર્યો, અને તેના પુત્ર સુદેવને હરાવ્યો. પરિણામે દિવોદાસે ગોમતિને તીરે વારાણસી વસાવ્યું; ને કાશી ઉજડ થઈ ગયું.[૬]

---

( ૧ ) વાયુ. ૯૬. ૭૦. બ્રહ્મ. ૭. ૯૨ ૯૩. વિષ્ણુ. ૪. ૨. હરિ. ૧, ૧૨, ૭, ભાગવત, ૯, ૬.૩૯.

( ૨ ) વાયુ. ૯૭. ૫૫; હરિ. ૧. ૨૭. ૯. મ૦ ૩૨ ૪૮.

( ૩ ) ઋગ્વેદ. ૧૦ ૪૦ .૪, Maxmuller J. R. A. S. II 462, note,

( ૪ ) મ. ભારત. વન. ૧૨૬. ૪૫,

( ૫ ) મ. ભારત. અનુ ૮;

( ૬ ) મ. ભારત, અનુશાસન ૩૦; વાયુ. ૩૦–૬૦, હરિ. ૧. ૨૯; ૧. ૩૨ વિષ્ણુ. ૪. ૮ Wilson's notes to Vishnu Puran Vol IV p. 83.

ભદ્રશ્રેણ્ય મરી ગયા પછી દિવોદાસે શત્રુઓને હરાવી શત્રુજીત બિરૂદ મેળવ્યું; પણ બાલક દુર્દમને જીવતો રહેવા દીધો.[1] કાશીનો એક અષ્ટારથરાજા પણ આ યુદ્ધમાં મરાયો લાગે છે.[2] દુર્દમે કાશી પ્રદેશ પાછો લઇ લીધો ને ત્યાં રાજ્ય કર્યું. તેના મરણ પછી દિવોદાસના પુત્ર પ્રતર્દને કનકને હરાવ્યો, કાશીપુરી પાછી લીધી, અને હૈહયોને આ પ્રદેશમાંથી હાંકી કાઢયા[3], કનકને અથવા તો તેના પુત્ર કૃતવીર્ય ( જે વીત હવ્યને નામે ઓળખાતો ) ભાર્ગવોને શરણે જવું પડયું.[4] પૂર્વમાંથી પાછા હઠવાથી હૈહયોનો દ્યુતિમાન રાજા પશ્ચિમ તરફ વળ્યો ને તેણે શાલ્વદેશ જીત્યો.[5] અને હૈહયો આનર્ત તરફ વળ્યા. ઔર્વના બાપ જોડે કૃતવીર્યની મૈત્રી ટકી નહિ અને હૈહયોએ ભાર્ગવોનો વિનાશ કર્યો.[6]

ભદ્રશ્રેણ્યથી પ્રતર્દનનો વિજય, કૃતવીર્યનું મૃત્યુ ને ભાર્ગવોની કતલ ત્યાં સુધીના કાલને મેં હૈહય કાલ કહ્યો છે.

આ કાલમાં પુરૂવંશનો મધ્ય દેશનાથી અસ્ત થયેલો લાગે છે.[7] અને તેનું કારણ હૈહયોનું આક્રમણ હશે એમ સ્પષ્ટ લાગે છે; કારણ કે ત્યાર વગર તેઓ વત્સને કાશી સુધી જઈ શકે નહિ.

આ સમયમાં કાન્યકુબ્જ અને અયોધ્યા દૂર હોઇ બચી ગયાં લાગે છે. ભાર્ગવકાલનો વિચાર કરતાં આ સમયે કાન્યકુબ્જમાં કુશાશ્વ કુશિક, અને ગાધિ, અને અયોધ્યામાં વસુમનસ, ત્રિધન્વા, ને ત્ર્યયારૂણ રાજ્યકર્તા હોવા જોઇએ; કારણ કે ગાધિનો ત્ર્યયારૂણ સમકાલીન હતો.[8]

આ સમય ત્રણથી ચાર પેઢી ચાલ્યો લાગે છે; અને તેને માટે ૫૦ થી ૧૦૦ વર્ષ ઓછાં નથી. માંધાતા કાલ અને હૈહય કાલ વચ્ચે પણ ઘણાં વર્ષ થયાં લાગતાં નથી. ગાધિની મા પુરૂકુત્સા હતી.[9] તે પુરૂકુત્સની છોકરી તો નહિં પણ ચોથી પાંચમી પેઢીએ હોવી જોઇએ. કારણ કે જન્હુથી ગાધિનો બાપ કુશિક છઠ્ઠી પેઢીએ છે. પરિણામે ત્રસદસ્યુથી કુશિક વચ્ચે સો વર્ષનો અંતર પણ ભાગ્યે જ હશે એમ માનવાને કારણ મળેછે. —ચાલુ.

---

( ૧ ) વાયુ. ૩૦. ૫૩; ભાગવત. ૯. ૧૭. ૫.

( ૨ ) હરિવંશ. ૧–૩૨; બ્રહ્મ ૨૩. ૭૧.

( ૩ ) જૂઓ. નોંધ ( ૧૪ ) કોષીટક ઉપનિષદ ૩. ૧.

( ૪ ) મ. ભારત. અનુ. ૮. મત્સ્ય. ૧૯૪ માં વીતહવ્ય ભાર્ગવ ગોત્ર આપ્યું છે.

( ૫ ) મ. ભારત શાન્તિ. ૨૪૦. ૩૩, અનુ. ૨૦૦. ૨૩.

( ૬ ) મ. ભારત. આદિ. ૧૯૪–૧૯૫.

( ૭ ) ભરતને છોકરાં નહોતા. મત્સ્ય ૪૯-૧૪-૧૫. વાયુ. ૩૭-૧૪૭-૫૩. વિષ્ણુ. ૪-૧૯ હરિ. ૩૨. અજમિઢ ને ઋક્ષ ને ઋક્ષ ને સંવરણ વચ્ચે પણ પુરૂવંશ મધ્યદેશમાંથી અદષ્ટ થયો હતો. **Parigitar. J. R. A. S. (1910) 51.**

( ૮ ) ભાર્ગવકાલ.

( ૯ ) વાયુ. ૨૯-૬૩. હરિ. ૧-૨૭, ૧-૩૨,

( ૧૦ ) વાયુ ૭૯-૫૩.

## ( ૬ ) ભાર્ગવ કાલ.

આર્યાવર્તના ઇતિહાસ ને સંસ્કૃતિમાં આ કાલ ઘણો જ અગત્યનો છે. આ કાલમાં હૈહયોનો આર્યોના સમાજમાં બલજોરીથી સમાવેશ થઇ ગયો, નર્મદા સુધી આર્યોનાં સંસ્થાનો સ્થપાયાં અને આર્યોએ એક મહા પ્રયત્ને પોતાના સંસ્કારો આર્યાવર્તમાં પ્રચલિત કર્યા. આ કાલને અન્તે આર્યાવર્ત એક સંસ્કારાત્મક વ્યક્તિ તરીકે હસ્તીમાં આવ્યું.

આ કાલની શરૂઆત કૃતવિર્યના રાજ્યારોહણથી અને પ્રતર્દનના વિજયથી થાય છે; અને ઋચીક, જમદગ્નિ ને પરશુરામ ત્રણ પેઢીના જીવનકાલમાં સમાપ્ત થાય છે.

માહિષ્મતી

| હૈહયવંશ | ભાર્ગવ | કૌશિક | સૂર્યવંશ | કાશી | પુરૂવંશ. |
|---|---|---|---|---|---|
| કૃતવીર્ય | ઋચીક | ગાધિ | ત્રય્યારૂણ | પ્રતર્દન | |
| અર્જુન કાર્તવીર્ય | | | | વત્સ | |
| | | | ત્રિશંકુ | | |
| | | વિશ્વામિત્ર | હરિશ્ચંદ્ર | અલર્ક | |
| | જમદગ્નિ | | રોહિત | સન્નતિ | |
| | | શુનઃશેપ | હરિત | | |
| | | દેવરાત | ચંચુ | સુનીથ | |
| | | રૈહવ | વિજય | સુકેતુ | |
| | | | રૂરૂક | ધૃષ્ટકેતુ | |
| | | | વૃક | | |
| | | | બાહુ | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | પશુરામ | | સગર | | |
| | | | ભગિરથ | વીતિહોત્ર | |
| જયધ્વજ | | પરાવસુ | નાભાગ | ભાર્ગવ | |
| | | | આંબરિષ | ભાર્ગવભૂમિ | |
| | | | સિંધુદ્વિપ | | |
| | | | | | સંવરણ |
| | | અયુતાયુ | | | કુરૂ |
| | | | ઋતુપર્ણ | | પરીક્ષિત |
| | | | | | જનમેજય |
| | | | | | સુરથ |
| | | | | | વિદુરથ |
| | | | સર્વકામ | વત્સ | સાર્વભૌમ |

કનકના પુત્ર કૃતવીર્ય કે પછી તેના પુત્ર સહસ્રાર્જુને પહેલાં તો ભાર્ગવો જોડે મૈત્રી રાખી હોય એમ લાગે છે,[૨૫] પણ હૈહયોએ લોભને લીધે ભાર્ગવોને લૂંટ્યા, અને કૃતવીર્યના મરણ પછી તેઓએ ભાર્ગવોની કતલ કરી.[૨૬] આ કતલમાંથી બચેલી એક ભાર્ગવની સ્ત્રીએ ઔર્વ નામના પુત્રને જન્મ આપ્યો.[૨૭] આ ઔર્વ તે જ ઋચીક એમ લાગે છે. ભારતમાં ઔર્વને ઋચીકનો પિતા કહ્યો છે, અને પછીના શ્લોકમાં તેને જમદગ્નિનો પિતા કહ્યો છે,[૨૮] મત્સ્યપુરાણ[૨૯] વાયુપુરાણ અને વિષ્ણુપુરાણની કેટલીક પ્રતોમાં[૩૦] તેમ જ હરિવંશમાં[૩૧] પણ ઋચીક તે જ ઔર્વ એવો આધાર મળે છે.

---

(૨૫) મ. ભારત. આદિ. ૧૯૩–૧૯૪. (૨૬) મ. ભારત. આદિ.. ૧૯૪. (૨૭) મ. ભારત. આદિ. ૧૯૪. ૨૧. (૨૮) મ. ભારત. આદિ. ૬૭.૪૬–૪૭, ૪૯. (૨૯) મ. ભારત. ૧૯૪. ૧૫. (૩૦) ૨૯. ૮૯ વાયુની એક પ્રતમાં જમદગ્નિને ઉર્વના પુત્ર તરીકે ગણ્યા. છે. Wilson's Vishnu Purana notes III. 16. (૩૧) ૧. ૨૭. ૪૧.

સૂર્યવંશની વંશાવલિ જોતાં લાગે છે કે ઋચિક ગાધિના જમાઇ હોવાથી ત્રિશંકુના સમકાલીન હતા; અને ઔર્વ બાહુના સમકાલીન હતા.[32] આ જોતાં ઔર્વ ઋચીકના પિતા હોય એ તો સંભવતુ જ નથી; પણ એમ સ્પષ્ટ લાગે છે ઋચીક તે જ ઔર્વ હોવા જોઇએ, અને તેની જ કારકીર્દીમાં ઇશ્વાકુની પર અલ્પજીવી ૧૦–૧૫ રાજાઓ થઇ ગયા હોવા જોઇએ.

ઋચિક કાવ્ય[33] હતા. એટલે ભૃગુના પુત્ર કવિ[34] ના વંશ જ હતા. અને કાવ્યો ઘણા જ શુરા યોદ્ધા હતા.[35] તેણે ગાધિરાજાની છોકરી સત્યવતી સાથે લગ્ન કર્યું.[36]

અને હૈહયોના વિનાશ માટે વ્યૂહ રચવા માંડયો. તે વખતે ઇશ્વાકુની સત્તા નિર્વીર્ય થઇ ગઇ હતી, અને રાજ્યક્રાન્તિનો યુગ બેઠો હતો. ત્ર્યારૂણ અને તેના પુત્ર સત્યવ્રત ઉર્ફે ત્રિશંકુ વચ્ચે વેર થયું, અને ગાધિ રાજાના પુત્ર વિશ્વામિત્રે ત્રિશંકુનો પક્ષ લીધો.[37]

વિશ્વામિત્રે એ વેર ત્રિશંકુના પુત્ર હરિશ્ચન્દ્ર જોડે પણ કેળવ્યું[38] હરિશ્ચંદ્રે ભાર્ગવ શુનઃશેપને યજ્ઞમાં હોમવાનો વિચાર કર્યો, પણ વિશ્વામિત્રે તેને છોડવી[39] દત્તક લીધો.[40] શુનઃશેપ ઋચીકનો વચલો પુત્ર હતો.[41] આપરથી એમ સ્પષ્ટ લાગે છે કે ઋચીક અને તેના સાળા વિશ્વામિત્ર બેએ ઇક્ષ્વાકુઓ સાથે દુશ્મનાવટ કરી હતી; અને ઋચીકે પોતાના પુત્ર વિશ્વામિત્રને દત્તક આપી તેની ગાદી હાથ કરી લાગે છે.

ઋચીક ને વિશ્વામિત્ર બેએ મળી સૂર્યવંશની પાયમાલી કરી હોય એમ લાગે છે, અને ઘણા જ થોડા સમયમાં અનેક રાજાઓ અયોધ્યાપતિની પદવી પામ્યા હોય એમ લાગે છે. કોઇ પણ પુરાણોમાં કે ભારતમાં હરિશ્ચંદ્રે નીરાંતે કે લાંબો વખત રાજ્ય કર્યું હોય એમ લાગતું નથી; માત્ર તે ચક્રવર્તી હતો ને તેણે રાજસૂયયજ્ઞ કર્યો એટલું જ જણાય છે.[42] તેનો પુત્ર રોહિત માત્ર શુનઃશેપના સંબંધમાં જ યાદ રાખવામાં આવ્યો હોય એમ લાગે છે. હરિતનું નામ મત્સ્ય, અગ્નિને લિંગ પુરાણમાં નથી; અને ચંચુનું નામ અગ્નિપુરાણમાં નથી. વળી પુરૂકુત્સનાં અકાલ મૃત્યુ (ઋ. વે. ૪. ૪૨. ૮–૦) અને ઉપરની હકીકતો ઉપરથી એમ સ્પષ્ટ અનુમાન નીકળે છે કે પુરૂકુત્સ અને બાહુ વચ્ચેની પેઢીઓમાં ઘણી ગડબડ છે, અને ઉપરોક્ત

---

(૩૨) જુઓ નોંધ. ૪૪. (૩૩) વાયુ. ૨૯. ૬૩. (૩૪) મ. ભારત–આદિ. ૬૭–૪૨. (૩૫) મત્સ્ય ૫૦–૪૦. (૩૬) મ. ભારત વન. ૧૧૬. ઉદ્યોગ. ૧૧૯; શાંતિ ૪૯. અનુ. ૭ વાયુ. ૨–૨૯–૫૩; વિષ્ણુ ૪–૭. (૩૭) Muir's Sanskrit Texts i. 82 ઋગ્વેદ ૫–૨–૭ ઋ. ૧–૨૪. ઉપર સદ્‌ગુરૂ શિષ્યની ત્ર્યાારૂણ વેદાર્થદીપિકા. પૂર્વજ પુરૂકુત્સ સાથે વિશ્વામિત્રને મૈત્રી હતી; અને પુરૂકુત્સ ઇક્ષ્વાકુ વંશનો હતો છતાં પુરૂ વંશનો હતો તેના વંશજો પુરૂ કયારે મટી ગયા એ જુદો સવાલ છે. ઋગ્વેદ. ૧. ૬૩–૭; ૭–૧૮. (૩૮) મ. ભારત. વન. ૭૭–૩૭; મારકંડ. ૭; દેવીભાગવત. ૭–૧૮. (૩૯) ઐત્તરીય બ્રાહ્મણ ૭–૩–૧૫. મ. ભારત. અનુ૦ ૬–૬. (૪૦) વાયુ. ૨૯–૯૧. (૪૧) વાયુ. ૨૯–૮૬. રામાયણ ૧–૬૦; હરિ. ૧–૨૭–૪૧–૪૨; ભાગવત ૯–૭. ઐ. બ્રાહ્મણમાં, અને ઋગ્વેદ ૧–૨૪–૩૦ પર લખતાં સર્વાનુક્રમણી શુનઃશેપને અર્જીગર્તનો પુત્ર, અને ઐ. બ્રાહ્મણમાં અર્જીગર્ત સુવયસનો પુત્ર એમ લખ્યું છે. ઋચીકનું નામ અર્જીગર્ત હોય એ બને એમ છે. (૪૨) મ. ભારત સભા ૧૨–૧૦. હરિશ્ચંદ્રને વેધસનો પુત્ર પણ કહ્યો છે. ઐત્તરીય બ્રાહ્મણ. ૭–૩–૧૩

વંશાવલીઓમાં આપેલા રાજાઓ નિર્માલ્ય, ટુંક જીવી અને કોઇ સશક્ત સત્તાધિશોએ ગોઠવેલા હીદાં જ હોવા જોઇએ; અને એમાંના ઘણા ખરા સમકાલીન હતા.

ઋચીકે ઇક્ષ્વાકુની સત્તા પણ હાથ કરી લાગે છે. તેના પુત્ર જમદગ્નિ ઇક્ષ્વાકુરાજા પ્રસેનજીતની પુત્રી રેણુકાવેરે પરણે છે.[૪૩] અને જ્યારે હૈહયોએ બાહુરાજાને નસાડી તેની રાણીને રઝળતી કરી ત્યારે ઔર્વ ઋચીકે તેને પોતાના આશ્રમમાં રાખી, તેના પુત્ર સગરને ઉછેરી શસ્ત્રવિદ્યાનું દાન દીધું, અને દિગ્વિજય કરી હૈહયોને તાલજંઘને વશ કર્યા.[૪૪]

ઋચીકે પશ્ચિમમાં શાલ્વ દેશ જીત્યો[૪૫] અને પુર્વમાં સાગર સુધી પોતાની હાક વગડાવી.[૪૬]

ગંગા યમુનાના તટપરના આર્ય પ્રદેશોપર ઋચીકની વધતી જતી સત્તાને લીધે હૈહયોનું જોર તુટયું, અને તેઓ પશ્ચિમને દક્ષિણ તરફ રાજ્ય સ્થાપવાના પ્રયત્નો કરવા લાગ્યા. કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુને અનૂપદેશ સર કર્યો ને નર્મદા તટપર આવેલા નાગ લોકના નગરને હાથ કરી ત્યાં માહિષ્મતી વસાવ્યું.[૪૭] ધીમે ધીમે સહસ્રાર્જુનનો પ્રતાપ વધ્યો. તેણે યમુનાથી નર્મદા સુધીના દેશોપર સત્તા જમાવી,[૪૮] અને દરીઆઇ લશ્કર વધારી રાવણને પણ મ્હાત કર્યો.[૪૯]

તેણે ઘણા વર્ષ રાજ્ય કર્યું; અને ઋચીકના મૃત્યુ કે વૃદ્ધાવસ્થાનો લાભ લઇ તેણે આર્યદેશ હાથ કરવાનાં હૈહયોનાં જુનાં સ્વપ્નાં સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. તેણે વસિષ્ઠ આપવનો આશ્રમ બાળ્યો[૫૦]; અને આખરે ભાર્ગવનો આશ્રમ બાળી ઋચીકના પુત્ર જમદગ્નિને મારી નાખવાની ધૃષ્ટતા કરી.[૫૧]

પણ ઋચીકનું શૌર્ય ને બુદ્ધિ તેના પૌત્ર રામમાં આવી હતી. તે દાદાએ રચેલા વ્યૂહનો નાયક બન્યો, સહસ્રાર્જુનને સંહાર્યો, અનુપદેશ લીધો, અને માહિષ્મતીનો નાશ કર્યો.[૫૨] તેણે પૃથ્વીને નક્ષત્રી કરી. ઋચીકે સર કરેલા શાલ્વ દેશમાં પણ ચિત્રરથ રાજા[૫૨] એ સત્તા બેસાડી હતી તેને માર્યો. અયોધ્યા ને કાન્યકુબ્જમાં તો ભાર્ગવની સત્તા હતી જ. કાશીમાં[૫૩] અને પાંચાલમાં[૫૪] પણ ભાર્ગવ રાજાઓએ રાજ્ય સ્થાપ્યાં લાગે છે.

રામની દુર્ધર્ષ પરશુથી સિંહાસનો ગબડ્યાં અને નવા સ્થપાયાં; અને તેના પ્રતાપે હૈહયને તાલજંઘના પરસંસ્કારો ને પરરાજ્યો પીગળી જઇ આર્ય રાજ્યના સંસ્કાર છેક નર્મદા સુધી પ્રસરી રહ્યાં. પરિણામે આર્યાવર્ત સાંસ્કારિક ઐક્ય પામ્યું અને કૃતજ્ઞતાથી વિજેતાને ઇશ્વરનો અવતાર લેખવા લાગ્યું.

---

(૪૩) મ. ભારત. વન ૧૧૭. ૨. (૪૪) મ. ભારત. વન. ૧૦૫. ૮. શાંતિ. ૨૮. ૧૩૦. વાયુ. ૨૬. ૧૨૧–૧૪૨; રામા. ૧. ૭૦. વિષ્ણુ. ૪. ૩ હરિ. ૧. ૧૩. ૩૦. ભાગવત. ૯ ૮. (૪૫) જુઓ નોંધ ૧૯. (૪૬) મ. ભારત. આદિ. ૧૯૪, ૧૯૫, ૧૯૬ (૪૭) મત્સ્ય ૪૩. ૨૯–૩૦; વાયુ ૩૨–૩૬, હરિ. ૧, ૩૨, ૩૩. (૪૮) મત્સ્ય ૪૩. (૪૯) મ. ભારત. સભા. ૯૬. ૩૯. રામા. ૭. ૩૩. (૫૦) મ. ભારત. શાંતિ. ૪૮. ૪૧. મત્સ્ય. ૪૩. (૫૧) મ. ભારત, આદિ. ૨. વન. ૧૧૭. ૨૭; શાંતિ ૪૮. મત્સ્ય. ૪૩. ૪૪ વાયુ. ૩૨. વિષ્ણુ. ૪. ૧૧. હરિ. ૧. ૩૪. માર્કંડ ૧૬. (૫૨) મ. ભારત. વન. ૧૧૭ ૧૫. (૫૩) વાયુ. ૩૦. ૭૪. ૭૫. શુનઃશેપના વંશજો કાશીમાં આવ્યા લાગે છે. હરિ. ૧. ૨૯. ૮૧: ૮૩ અને ત્યાંની વંશાવલીમાં સુનીથ પછીના નામો વીતિહોત્ર, ભાર્ગવ, ભાર્ગવભૂમિ આ અનુમાનને સ્પષ્ટરીતે ટેકો આપે છે (૫૪) મત્સ્ય. ૫૦. ૧૪. હરિ. ૧. ૩૨. ૭૬.

પરશુરામ ઘણું લાંબું જીવ્યા લાગે છે; અને ઘડપણમાં કાશ્યપને આખી પૃથ્વીનું દાન કર્યું એમ સાહિત્યકાલમાં બ્રાહ્મણ લેખકો લખે છે.[૫૫] કાશ્યપ એ યદુકુલના પુરોહિત અને તેનો કુરુવંશ સાથે પણ સમ્બન્ધ હોય એમ લાગે છે.[૫૬] અને તેથી યદુ કે કુરુવંશના રાજાને હાથે પરશુરામનો પરાજય થયો હોય એમ લાગે છે. આખરે શૂર્પારકમાં જ રામની સત્તા રહી.[૫૭]

જેમ જેમ પરશુરામનો ત્રાસ જતો ગયો, તેમ તેમ આર્યાવર્તમાં નવાં રાજ્યો ઉદય પામ્યાં. મધ્યદેશમાં સંવરણે રાજ્ય સ્થાપી કુરુવંશ સજીવન કર્યો.[૫૮] તેના પુત્ર કુરુએ રાજ્ય વધાર્યું; અને તેના પ્રપૌત્ર વસુ ઉપરિચરે ચેદીમાં રાજ્ય સ્થાપ્યું.[૫૯] વસુના એક પુત્ર બૃહદ્રથે મગધમાં પ્રભાવશીલ સત્તાની શરૂઆત કરી. બૃહદ્રથના રાજ્યારોહણથી ભાર્ગવકાલ સમાપ્ત થયો. પરશુરામના પ્રતાપનો અસ્ત થતાં જે સમકાલીન રાજાઓ થયા તેમનાં નામો સદ્ભાગ્યે રહી ગયાં છે. તે વખતે બૃહદ્રથ મગધમાં, સર્વકર્મા અયોધ્યામાં, સાર્વભૌમ હસ્તિનાપુરમાં, ચિત્રરથ અંગમાં અને વત્સ કાશીમાં રાજાઓ હતા.[૬૦]

આ યુગની ગણત્રી જો ભાર્ગવોની કત્તલથી ગણવામાં આવે, અને પરશુરામનું ચિરાયુ ધ્યાનમાં લઇએ તો બૃહદ્રથ સુધી ૨૦૦ વર્ષ અયોગ્ય નહિ લાગે.

## (ઙ) કૌરવકાલ.

પરશુરામની સત્તા ઘટતાં ત્રણ મોટાં રાજ્યોનો ઉદય થયો. એક હસ્તિનાપુરનું, બીજું મગધનું અને ત્રીજું ચેદીનું. આ ત્રણે રાજ્યના સ્થાપકો કુરુના વંશજો હતા; અને પરિક્ષિતના રાજ્યકાલસુધી હસ્તિનાપુર અને મગધ રાજ્યની સ્પર્ધા એ જ હિન્દી ઇતિહાસનું મૂલ બની. આથી આ કાલને કૌરવકાલ કહ્યો છે.

આ કાલમાં આખા આર્યાવર્તમાં રાજ્યો સ્થાપિત થયાં, અને માત્ર જાતિઓની સત્તા અદૃષ્ટ થઈ. વળી આર્યસંસ્કૃતિની એકતાનતા વધી; અને આખા દેશમાં એક હાથે સત્તા સ્થાપવાના પ્રયત્નો શરૂ થયા.

આ કાળ મગધના બૃહદ્રથથી તે પરીક્ષિત ગાદીએ બેઠો ત્યાં સુધી પહોંચ્યો.

| અયોધ્યા | હસ્તિનાપુર | મગધ | અંગ |
|---|---|---|---|
| ૧ સર્વકર્મા | ૧ સાર્વભૌમ | ૧ બૃહદ્રથ | ૧ ચિત્રરથ |
| ૨ રઘુ | | | |
| ૯ રામ | | | |
| | ૯ પ્રતીપ | | |
| | ૧૦ શાંતનુ | | |
| | | ૧૦ જરાસંધ | |

(૫૫) મ ભારત. શાન્તિ. ૪૯. (૫૬) મ. ભારત. આદિ ૧૩૩. ૪૪ (૫૭) મ. ભારત. વન. ૮૩. ૪૩ સભા. ૩૨. ૬૭ શાં. ૪૯. ૫૮. (૫૮) મ. ભારત. ૧. ૧૦૧. ૨૭ (૫૯) મ. ભારત આદિ. ૬૪. ૨ (૬૦) મ. ભારત. શાંતિ. ૪૮–૪૯. ૭૫. ૮૯. અહિં આપેલો વત્સ પ્રતર્દનનો હોઇ શકે, પણ ભાર્ગવભૂમિ પછી પ્રતર્દનના વંશમાં કેટલાંક પુરાણોએ વત્સભૂમિ આ... વાયુ ૯૦. ૭૪. હરિ. ૧. ૩૨-૩૯. બ્રહ્મ. Wilson's Vishnu Pur... IV. 37.

| | | | |
|---|---|---|---|
| ૨૮ બૃહદ્બાલ | ૧૬ યુધિષ્ટિર<br>૧૪ પરિક્ષિત | ૧૧ સહદેવ | ૧૭ કર્ણ. |

સર્વકર્મા, સાર્વભૌમ બૃહદ્રથ, ને ચિત્રરથ સમકાલીન હતા તે આગળ જોયું. બૃહદ્બાલ, યુધિષ્ટિર, સહદેવ અને, કર્ણે ભારતના યુદ્ધમાં ભાગ લીધો હતો.

સાર્વભૌમ અને યુધિષ્ટિર વચ્ચે કેટલો કાલ વહ્યો તે જાણવાને હસ્તિનાપુર અથવા મગધની વંશાવલીઓપર આધાર રાખવો એ ખોટું નથી. કારણ કે આ કુટુંબનાં સ્મરણોને કાલ છે, અને વ્યાસ અથવા વૈશંપાયનને પોતાના સમકાલીન રાજાઓના પાસેના પૂર્વજોનું જ્ઞાન ચોકકસ હોવું જ જોઇએ. વળી મગધ આર્ય સંસ્કારનું કેન્દ્રસ્થાન થવાના પ્રયાસો કરી રહ્યું હતું એટલે તેના રાજાઓનાં પણ સ્મરણો સ્પષ્ટ હોવાં જોઇએ. આ પેઢીઓ જોતાં કૌરવકાલ ૩૫૦ થી ૨૨૫ વર્ષનો લેખી શકાય.

| સીમાચિન્હ | | ઇ. પૂર્વે. | |
|---|---|---|---|
| ૬ ઠ્ઠું: | કૌરવકાલ. | ૧૪૫૦ થી | ૧૭૦૦ |
| ૭ મું: | ભાર્ગવકાલ. | ૧૭૦૦ કે થી | ૧૯૦૦ |
| ૮ મું: | હૈહયકાલ. | ૧૯૦૦ કે થી | ૨૧૦૦ કે |
| ૯ મું: | અંતર અને માંધાતાકાલ | ૨૧૦૦ કે થી | ૨૪૦૦ કે |
| ૧૦ મું: | અંતર અને યયાતિકાલ. | ૨૪૦૦ થી | ૩૦૦૦ |

૧ ૧૭
૧ ૮૧:
અનુમાનને સ્પષ્ટરાત